મુખપૃષ્ઠ છાપનાર: ભારત પ્રિન્ટિંગ પ્રેસ, આણંદ

श्री

डंकपुरस्थितं देवं मोहनं— मधुसूदनम् ।
अस्मिन् काव्यसमारंभे वन्देऽहं परमेश्वरम् ॥



# ડંકપુર-યાત્રા

-[અનુષ્ટુપ]-

સ્થલી કો સિદ્ધયોગીની, પુણ્યભૂમિ પવિત્ર એ;
મૂર્તરૂપે બિરાજ્યા જ્યાં, સ્વેચ્છાથી જગદીશ એ.

-[ઇન્દ્રવજ્રા]-

રાજે પ્રભુ એ રમણીય સ્થાને,
પ્રેમી જનો જ્યાં સુખ શાન્તિ માણે;
ભક્તો અને ભાવિક માનવીનાં,
ભીંજાય ત્યાં કૈં ઉર ભાવભીનાં.

-[અનુષ્ટુપ]-

સુહાયે તીર્થભૂમિ એ, સ્વર્ગકુંજ સરિખડી;
સ્વર્ગને સ્પર્ધતી દીસે, ઇન્દ્રધામ સમોવડી.

-[ઉપજાતી]-

સ્વર્ગીય એવા સુપવિત્ર ધામે,
અનંત વિશ્વેશ વિભુ વિરાજે;
જેની મીઠી ને મધુરી કૃપાએ,
ભક્તિ ભર્યાં કૈં ઉર ઉભરાયે.

-[અનુષ્ટુપ]-

ડંકપુર અભિધાને, ધામ અંકિત એ ખરે;
પુણ્યક્ષેત્રસમા તીર્થે, વિશ્વમાનવ ઉભરે.

-[શિખરિણી]-

નિહાળી દૂરેથી ગગનપટગામી શિખરને,
અધીરાં સૌ હૈયાં પ્રભુ નિરખવા આતુર બને;
વહન્તી મંદિરે અનિલલહરી કૈં સ્મિત કરે,
ધ્વજા એ શ્વેતાંગી સતત ફરકે શુભ્ર શિખરે.

-[ઇન્દ્રવજ્રા]-

આનંદ એ મૂર્તસ્વરૂપ દીસે,
હાસ્યોર્મિ રેલે જન ઉર વિષે;
એવી પતાકા ભવતાપહારી,
સોહે સહુ પાતક કાપનારી.

–[શાર્દૂલવિક્રીડિત]–

શ્રીમદ્ વિક્રમ રાજશેખર તણા શ્રી મંગલે સંવતે,
ભૂ હસ્તી નયનો વસુ સૂચિત શ્રી શુભકૃતિ વત્સરે;
૧ ૮ ૨ ૮
શ્રીમન્ મંગલ ઉત્તરાયણ વિષે ઋતુ વસંતે શુભે,
સોમે સૌમ્ય વસંતપંચમી દિને સ્થાપિત ડંકાપુરે.

શીળા સુંદર ગોમતી સર તણી પ્રાચી દિશે ઓપતા,
મ્હોટા વિસ્તૃત ભવ્યકોટહૃદયે રમ્ય સ્તૂપે શોભતા;
કૈં કૈં ચિત્રવિચિત્ર રમ્ય અમૂલાં રત્નોથકી રાજતી,
ઉંચાં શૃંગથકી રચેલ નવલી એ સ્વર્ગ સોપાનથી.

સોહન્તા શુભ મંદિરે મનહરે રાજે સ્વયં શ્રીપતિ
પ્રેમે પૂર્ણ પ્રભા થકી વિલસતા શ્રી વિષ્ણુ લક્ષ્મીપતિ;
મીઠી દિવ્ય મધુર બંસી બજતા શ્રી કૃષ્ણ રાધાપતિ,
ભ્રાતા લક્ષ્મણ સંગમાં વિહરતા શ્રી રામ સીતાપતિ.

સ્વસ્તિ શ્રી ભૂમિ શાસ્ત્ર અંક અનલે અંકિત વર્ષે ખરે,
૧ ૬ ૯ ૩
વાસંતે શુભ શાલિવાહન શકે સૌમ્યાયને સુંદરે;
શ્રી સોમે શુભ માઘ માસ સુદની શ્રી પંચમીને દિને,
રાજે શ્રી કમલેશ કંજનયના સુરેન્દ્ર એ મંદિરે.

એવા સુંદર વિશ્વવંદ્ય સદને રાજે પ્રભુ પ્રેમથી,
આકર્ષે જનવૃન્દને અજબ કૈં જાદુભરી નેમથી;
સેવાર્થે ઉભરે અતિ ઉલટથી ભક્તો તણી મેદની,
પ્રેમાશ્રુ નયને ધરી વિનવતા સૌ મ્હેર વિશ્વેશની.

-[મન્દાક્રાન્તા]-

તેજસ્વી શા ! કનકકલશો શોભતા શિખ્ખરોના,
તેજોરશ્મિ ચકચકિત કૈં ચિત્ત ચોરે જનોનાં;
ઝીણા ઝીણા મધુર સૂર કૈં ગુંજતા ભાવભીના,
અભ્રસ્પર્શી સુરપવનપક્ષી તણી કિંકિણીના.

-[ઇન્દ્રવજ્રા]-

આકાશચુમ્બી સહુ ઘુમ્મટોનાં;
હેમે મઢ્યાં સુંદર શિખ્ખરોમાં,
કૌશલ્ય ને રમ્ય કલા જણાયે,
જેથી રસીલાં મન મુગ્ધ થાયે.

-[મન્દાક્રાન્તા]-

સૌંદર્યોની અજબ ઘટના ઈશના મંદિરે છે,
શિલ્પીકેરી નવલ કૃતિઓ ચિત્તને રીઝવે છે;
ઉંચાં ઉંચાં ધવલગિરિ શાં શૃંગની હારમાળા
પ્રેરે હૈયે મધુર મધુરાં ગીત કૈં કૈં રસાળાં.

-[ઉપેન્દ્રવજ્રા]-

શુભાકૃતિ મંદિરની સુહાતી,
હસી રહી મંજુલ ગીત ગાતી;
મનોહરી એ રમણીય મૂર્તિ,
ઉભી રહી આરસ પૂતળી શી.

-[અનુષ્ટુપ]-

ભવ્ય એ હાસ્યની મૂર્તિ, શોભતી શ્વેત દેહથી;
કર્ષતી મુગ્ધ હૈયાંને દિવ્ય ઉજ્જવળ સ્નેહથી.

[મન્દાક્રાન્તા]-

સ્હામે ઉભો સુરઘૂમટ એ રમ્ય આનંદકારી,
દીસે આહા! ગભીર ગરવો ભવ્ય એ ચિત્તહારી;
આલેખેલાં હૃદયપટમાં ચિત્ર દૈવી કલાનાં
ઠારે પ્રેમી નયનયુગ સૌ મુગ્ધભાવી જનોનાં.

-[શાર્દૂલવિક્રીડિત]-

એવા ભવ્ય પ્રચંડ ઘુમ્મટ વિષે દીસે કલા કૈં નવી,
એના રમ્ય વિશાળ અંતર મહીં ભેગા મળે માનવી;
ભેળાં થાય બહુ વિવિધ નવલાં વૃંદો જનોનાં અહીં,
તૃષ્ણા ભાવિક ઉરની શમવતાં હૈયે ધરી શ્રીહરિ.

-[શિખરિણી]-

ફરે કૈં શ્રદ્ધાળુ રસિક જન ઉરે વિલસતા,
પ્રદક્ષિણા પ્રેમે ત્રિભુવન તણી કૈંક ફરતા;
પ્રભુના મંદિરે લલિત લલના ગાન કરતી,
સુરીલા સૂરોથી સુરભવનને એ ગજવતી.

-[શાર્દૂલવિક્રીડિત]-

જોતા વાટ રસિક ભકતજન કે એ મંગળા ભોગની,
ડંકા નોબત જોરથી ગડગડે સન્મુખ વિશ્વેશની;
સૂણી ઘોષ પ્રચંડ કર્ણપટને વેધી જતા વેગથી,
મોંઘી મંગળ આરતી નિરખવા દોડે જનો દૂરથી.

-[મંદાક્રાન્તા]-

સ્નાનાદિથી પરવરી સહુ સેવકો પ્રેમભાવે,
પ્રાતઃકાળે ત્વરિત ગતિથી મંદિરે શીઘ્ર આવે;
ભકતપ્રેમી સુખશયનને ત્યાગતા દેવદેવા,
આનંદેથી ગ્રહણ કરતા મીઠડી ભકત સેવા.

-[વસંતતિલકા]-

હૈયે ધરી પ્રભુ તણી રમણીય મૂર્તિ
ભકતો દીસે વિસરતા ઉરસાન શુદ્ધિ;
એકાગ્રતા ઉર ધરી અનિમેષ નેને,
જોવા બન્યાં અધીર સૌ કમળાપતિને.

-[શાર્દૂલવિક્રીડિત]-

ગાયે કીર્તનકાર ભકિતરસનાં સંગીત કૈં મીઠડાં,
મીઠેરા મધુરા સ્વરે અલપતા કોકિલ શાં ગીતડાં;
સૂરો સુર મંદિરને ગજવતા વાયુ મહીં ગુંજતા,
ને દીનેશ દયાળુ સત્વર મીઠી નિદ્રાથકી જાગતા.

-[ભુજંગી]-

ખુલે જ્યાં પ્રભુદ્વાર હેમે મઢેલાં,
બને દર્શનાર્થી જનો પ્રેમ ઘેલાં;
ધસે મેદની કૈંક વૃંદો વિદારી,
ગજાવે મીઠા સૂર આનંદકારી.

-[અનુષ્ટુપ]-

આવતાં આરતી શ્રીની, ઘંટનાદ સૂણાય કૈં;
હર્ષની ઊડતી છોળો, શંખનાદ ફૂંકાય કૈં.

-[ઇન્દ્રવજ્રા]-

સૂણાય કૈં કૈં જય શ્રી પ્રભુની,
મૂર્તિ મહીં દૃષ્ટિ મળી સહુની;
સંસાર દુઃખો ઉરથી વિસારી,
સૌએ મીઠી એકજ મીટ ઢાળી.

-[અનુષ્ટુપ]-

મંગળા આરતી એવી, આકર્ષે ભક્ત વૃંદને;
પ્રભાતે દર્શનાકાંક્ષી, માનવી એકઠા મળે.

--[શાર્દૂલવિક્રીડિત]-

સોહે સુંદર મૂર્તિ સૌ હૃદયને આકર્ષતી દૂરથી,
સેવાભાવ ધરી અધીર મનુજો ઉલ્લાસતા ઉરથી;
શ્વેત સ્વાંગ થકી સુસજ્જિત બની કૃષ્ણાંગથી ઓપતી,
મૂર્તિ દિવ્ય મનોહરી પ્રભુતણી સિંહાસને શોભતી.

-[શિખરિણી]-

અતિ મોંઘું મીઠું અમળજળ એ જાહ્નવી તણું,
પ્રભુના પાદાબ્જે સુખદ સુરભિ સ્નિગ્ધ બનતું;
અને સુગંધી કેસર જલ થકી મિશ્રિત થતા,
યમુનાજી કેરા જળ થકી પ્રભુ સ્નાન કરતા.

-[શાર્દૂલવિક્રીડિત]-

પ્રાતઃસ્નાનવિધિ થકી પરવરી લક્ષ્મીપતિ શ્રી હરિ,
આરામે પળ માત્ર વસ્ત્ર સજવા સૌ દ્વારને આવરી;
ખોલે દ્વાર કમાડ બાળપણના સુસ્વાંગને ધારતા,
રીઝે માનવવૃંદ બાલ સરિખા શ્રી કૃષ્ણને પેખતા.

-[અનુષ્ટુપ]-

બાલભોગ પ્રભુશ્રીનો, પેખતા જન પ્રેમથી:
વંદતા, અંજલિ દેતા, નાચતા કૈંક ધૂનથી.

-[શાર્દુલવિક્રીડિત]-

એવા બાલકરૂપને નિરખવા હૈયાં રહે ઉછળી
શીળી શાન્તિ લહે સદા ઉરતણી આબાલવૃદ્ધો અહીં;
ધોળા આરસ ચોકમાં સરકતાં દીસે કંઈ બાલુડાં,
મીઠી મોજ મહીં અહીં વિલસતાં કૈં કૈં દીસે બેલડાં.

-[મન્દાક્રાન્તા]-

પ્રેમી ભક્તો ચરણ કમળે સ્પર્શતાં કૈં જણાયે,
સેવાભાવી જન હરખથી દિવ્ય કૈં સ્તોત્ર ગાયે;
વિપ્રો યાચે તુલસીદલથી શ્રી પ્રભુની કૃપાને,
પુષ્પો અર્પી સ્તવન કરતા ઈશનું એક ધ્યાને.

-[ઇન્દ્રવજ્રા]-

દીસે અહા ! ઈશ્વર ઘાટ સ્હામે,
આનંદ જ્યાં માનવ સર્વ મ્હાણે;
એ ગોમતીના સુપવિત્ર ઘાટે,
આવે સહુ માનવ પૂરપાટે.

-[ તોટક ]-

નવલાં નરનારી ગણો ઉભરે,
સહુ હર્ષ ધરી જળ સ્નાન કરે;
કંઇ વસ્ત્ર ધુએ, કંઇ વારિ વહે,
કંઈ બાળક જળની મોજ લહે.

મધુરાં જળપાત્ર શિરે વહતાં,
રંગીલાં રમણી રસવૃંદ જતાં;
ગગરી છલકંત શિરે ધરતાં,
મદમસ્ત બની ગૃહ સંચરતાં.

નવ ચિત્ર વિચિત્ર સુવસ્ત્ર સજી,
શુભ હેમ તણા શણગાર સજી;
અતિ સુંદર કુંદન હાર ધરી,
મૃદુ કોમળ કોકિલ કંઠ મહીં.

નિજ શ્યામ સુકેશ સુગંધ ભરી,
નવરંગ મનોહર પુષ્પ ધરી;
ઉર ભાવ ધરે નમણાં નયને,
સ્મિત હાસ્ય ઢળે મધુરાં વદને.

ચરણે મૃદુ ઝાંઝર કૈં ઝણકે,
પદ મંદ ભરે મધુરી હલકે;
નવ પ્રેમળ જ્યોત ઉરે ઝળકે,
મૃદુ હાસ્ય થકી મુખડાં મલકે.

–[શાર્દૂલવિક્રીડિત]–

ત્યાં એ માનવવૃંદ સ્નાન કરવા ઉલ્લાસથી આવતાં,
સૂણી ઘંટ પ્રભુ તણા ભુવનમાં સૌ મંદિરે દોડતાં;
કો પ્રેમીજન શ્રી ગજાનન તણા દેવાલયે શોભતા,
દૃષ્ટિ સ્થિર કરી પ્રભુચરણમાં શ્રી મુખને પેખતા.

–[અનુષ્ટુપ]–

પૂર્ણ તેજે પ્રકાશે છે, દિવ્ય શૃંગાર આરતી;
સ્નિગ્ધ સ્વર્ગીય જ્યોતિથી, શુભ્ર ઓજસ સારતી.

-[શાર્દૂલવિક્રીડિત]-

જામે માનવ મેદની રસભર્યા શૃંગારના દર્શને,
આવે કૈંક ધરી અધીર નયને નિહાળતા ઈશને;
રાજે શ્રી રણછોડ શ્યામ શરીરે રત્નો અમૂલાં ધરી.
મૂર્તિ સુંદર શ્યામની ઝળકતી કૈં દિવ્ય જ્યોતિ થકી.

-[શિખરિણી]-

સુવર્ણે સોહન્તો રસમુકુટ એ મોહન તણો.
મઢેલો રત્નોથી શિર પર રહે એ ઝળકતો;
સુહાયે પિચ્છો શાં! રસમયૂરનાં એ શિર પરે,
અમૂલાં રત્નોથી અજબ નવલાં કૈં નૂર ધરે.

-[મન્દાક્રાન્તા]-

તેજસ્વી કૈં કનકમુરલી મુખમાં શી! સુહાયે,
જાણે મીઠા મધુર સૂરથી માનવી મુગ્ધ થાયે;
કર્ણે સોહે ઝળહળ થતાં કુંડલો હેમ કેરાં,
નેત્રો મીઠાં અજબ નૂરથી શોભતાં કૈં અનેરાં.

-[અનુષ્ટુપ]-

મઢેલી નીલમે ઓપે, નાકની નથની કંઈ;
શોભતી શ્વેત જ્યોતિથી, ઓષ્ઠની રત્ન ટીલડી.

-[શાર્દૂલવિક્રીડિત]-

ભાલે દિવ્ય પ્રભા થકી ઝળહળે હીરો સુશોભિત કૈં,
રેખા સૌમ્ય પ્રકાશની વિતરતા દીસે ઘણા રંગ કૈં;
ઝીણાં હાસ્ય મધુર પંકજમુખે લાગે અતિ મીઠડાં,
શીળાં સુંદર શ્યામ નેત્ર નમણાં દીસે અતિ ફૂટડાં.

-[ઇન્દ્રવજ્રા]-

શોભે અનેરી રમણીય મૂર્તિ,
રત્નો થકી પૂર્ણ દીસે જડેલી;
વસ્ત્રો મહીં મોહક કૈંક દીસે,
દૃષ્ટિ ઠરે સુંદર રૂપ વિષે.

-[હરિગીત]-

પ્રિયમૂર્તિ એ પરમેશની નયને નિરખવા પ્રેમથી,
વૃન્દો અહીં આવી મળ્યાં કૈં દેશ ને પરદેશથી;
શૃંગાર શ્રી પ્રભુજી તણા નવકાન્તિથી કૈં ઝળકતા,
સોહામણાં આભૂષણો રત્નો થકી કૈં ચળકતાં.

-[ઇન્દ્રવંશા]-

શોભે અલંકાર લસન્ત હેમના,
મોહે પ્રભુભક્ત પિપાસુ પ્રેમના;
પાયે પડી ભકિત અનંત યાચતા,
સ્તોત્રો પઢી અંતર માંહિ રાચતા.

-[અનુષ્ટુપ]-

વૃંદ વિદ્યાર્થીનાં આવે, નિત્ય મોહન મંદિરે;
શ્રી પ્રભુની સ્તુતિ કેરાં, સ્તોત્ર કૈં પઢતા દીસે.

-[મન્દાક્રાન્તા]-

કંઠે સોહે કમળ કળીની સ્નિગ્ધ કૈં હારમાળા,
મુક્તા હારો મનહર અતિ શોભતા શા ! રસાળા;
કેવા હીંચે ઉદરપટને આવરી એ લસંતા,
ન્હાના મ્હોટા રમણીય સહુ સ્નિગ્ધ હૈયે હસંતા.

-[અનુષ્ટુપ]-

ઝૂકતા કંઠ સ્થાનેથી, ઢાંકતા સ્નિગ્ધ ઉરને;
હારલા દિવ્ય લાવણ્યે ઓપતા અણમોલ એ.

-[શિખરિણી]-

પ્રભુની એ મૂર્તિ કનકમય તેજે ઝળકતી,
સહુ ભક્તો કેરા સકળ ઉર સંતાપ હરતી;
રીઝી સેવાભાવે જનહૃદય સંતૃપ્ત કરતી,
સૂનાં હૈયાંઓમાં અમળ અતિ ઉલ્લાસ ભરતી.

-[શાર્દૂલવિક્રીડિત]-

ધારી ચક્ર પ્રચંડ વામ કરમાં દુર્બુદ્ધિ સંહારવા,
શંખ શ્વેત ધરી ઉભા ઈશ અહા ! સૌ જગ્ત ને પાળવા;
શોભે પદ્મ સહસ્ર રક્તદલથી દક્ષિણ હસ્તે અતિ,
દીસે હેમતણી ગદા અતુલ કૈં સૌંદર્યથી ઓપતી.

-[તોટક]-

પ્રભુના ચરણે ઝળકે નવલાં,
અતિ રમ્ય નૂપુર સુવર્ણ તણાં;
મધુરા કંઇ મંજુલ સૂર કરે,
રસિયાં જન અંતર ધ્યાન ધરે.

-[અનુષ્ટુપ]-

સૂણી કૈં મૂક બંસીને, માનવી ઉર નાચતાં;
ગૂઢ મંત્રો શ્રવી જાણે, મુગ્ધ અંતર રાચતાં.

-[લલિત]-

સકળ સ્ત્રી જનો શુદ્ધ પ્રેમથી,
જગવતા મીઠી ધૂન હર્ષથી;
વિવિધ રાગનાં ગીત ગુંજવે,
અતુલ ભક્તિથી ઈશને ભજે.

અજબ પ્રેમથી ઈશને સ્તવે,
વિમળ ઉરમાં ધ્યાન કૈં ધરે;
નયનયુગમાં ભક્તિ ઉભરે,
મધુર પ્રેમનાં અશ્રુ નીતરે.

-[શાર્દૂલવિક્રીડિત]-

શોધ્યા સાત સમુદ્ર સાગર ઘૂમ્યો તોયે પ્રભુ ના જડે,
શેષે શેષ પ્રભુ તણી નયનથી ના લેશ જોવા મળે:
જોવા કૈંક મળે ગરૂડ જગમાં તો ઇશ દેખાય ક્યાં ?
એવા સ્હેજ મળ્યા પ્રભુ જગતના આ ધામ ડાકોરમાં.

છાંડી ક્ષીર સમુદ્ર યાદવપુરી વિષે પ્રભુ ઉતર્યા,
ભક્તોની ઉર આશ પૂર્ણ કરવા ત્યાંથી પ્રભુ નીસર્યા:
ત્યાગી રમ્ય યદુપુરી પલકમાં ડાકોર આવી વસ્યા,
એવા શ્રી રણછોડરાય નિરખી ભાવિક ઉરો હસ્યાં.

-[અનુષ્ટુપ]-

રીઝવી મુગ્ધ હૈયાંને, દિવ્ય શૃંગાર ત્યાગતા:
પ્રભુજી સ્નિગ્ધ ભાવોથી, ગ્વાલ પોશાક ધારતા.

[ શિખરિણી]-

પ્રભુ શ્રી ગોકુલે સુખદ દિવસો કૈં વિતવતા,
સદા ગોપી સંગે વિમળ ઉર ભાવે વિહરતા:
બનીને ગોવાળા દિન સભર ધેનૂ ચરવતા,
યશોદા માતાના પુનિત ચરણે આવી પડતા.

-[શાર્દૂલવિક્રીડિત]-

એવો વેશ ધરી અતિ અવનવો સિંહાસને રાજતા,
બંસી મુખ ધરી મધુર સૂર કેં જાદુભર્યાં છેડતા;
ધેનૂ હોય ચરાવતા અજબ કે પ્રેમે શ્રી ગોકુલમાં,
એવા ગ્વાલસખા રમાવર ઉભા ગોપાલના વેશમાં.

દ્વારો બંધ થતાં પ્રભુ પરહરે એ વેશ ગોપાલનો,
ત્યાગી ગ્વાલ સ્વરૂપ વેશ ધરતા કોઈ ભૂમિપાલનો;
ખુલ્લાં દ્વાર થતાં છડીધર કરે પોકાર આનંદના,
આરોગે પ્રભુ હર્ષથી મધુર કે પકવાન્ન મધ્યાહ્નનાં.

-[અનુષ્ટુપ]-

રાજભોગ પ્રભુશ્રી નો, રંજતો સૌ મનુષ્યને;
ભોગથી તૃપ્ત થાતાં શ્રી. તૃપ્તતા સહુ વિશ્વને.

-[શાર્દૂલવિક્રીડિત]-

ધારી સુંદર વેશ રાજસરિખો સિંહાસને શોભતા,
વિરાજે રસરાજવી પરમ એ કે ઓજસે ઓપતા;
ઉરો સૌ અજવાળતી ઝળહળે ત્યાં ઈશની આરતી,
વાગે નોબત, દુંદુભી ગડગડે, કે ઘંટડી ગાજતી.

ભાલે તિલક શોભતાં મધુર શાં ! હાસ્યો મુખે ઉભરે,
કંઠે રાજિત હારનાં કુસુમ કે સુવાસ મીઠી ધરે;
સોહે રત્નજડિત કંકણુ કરે, વક્ષઃસ્થળે હારલા,
હસ્તે આયુધ રામકૃષ્ણુ સરિખાં, કેડે કટિમેખલા.

-[અનુષ્ટુપ]-

ભીડાતાં દ્વાર સૌ લોકો, શ્રી તણી જય બોલતા;
શીષ નામી પ્રભુશ્રીને, અંતે ગૃહ પ્રતિ જતા.

-[ઇન્દ્રવજ્રા]-

મધ્યાહ્નકાળે યદુકુળનેતા,
શાન્તિ થકી નીંદ મધુર લેતા;
ડંકા તણા ઘોષ પ્રચંડ જાગે,
મીઠી મધુરી શરણાઇ વાગે.

-[શાર્દૂલવિક્રીડિત]-

સાયંકાળ થતાં હરિ હરખથી નિદ્રા થકી જાગતા,
શીળા નીરવ શાન્તિને પરહરી આભુષણો ધારતા;
મીઠી ફોરમ ફોરતા કુસુમના હારો ઉરે ધારતા,
એવા શ્યામ શરીર યાદવપતિ સિંહાસને રાજતા.

ડંકા ઘોષ સૂણી મનુજ સઘળાં ભેગાં મળે ભાવથી,
જોવા શોભન આરતી પ્રભુતણી ઉત્થાપને રાજતી;
મૂર્તિ શ્રી વિશ્વેશની નિરખતા લોકો અતિ સ્નેહથી,
મીઠી તસ્વીર શ્રી તણી હૃદયમાં ઢાળી ઉભા પ્રેમથી.

-[શિખરિણી]-

સુહાયે શ્રી કંઠે મધુર ફૂલહારો ઝળકતા,
સુગંધે મ્હેકંતા પારમલ મીઠી સ્નિગ્ધ ધરતા;
પ્રસારે એ પુષ્પો સુખદ સુરભિ વાયુપૂરમાં.
ભરે મીઠી ભક્તિ સુરપતિ તણી સર્વ ઉરમાં.

-[શાર્દૂલવિક્રીડિત]-

રાજે ભવ્ય વિરાટ ભાલપટલે દિવ્ય પ્રભા સારતો,
તેજ:પુંજવિરાજમાન તિલક સ્વર્ગીય સોહામણું;
શીળાં ચંદન કેસરી પરિમલ સ્વર્ગીય કૈં સારતાં,
મીઠી વાસ ભર્યાં કપોલયુગલે પ્રેમે પ્રભુ ધારતા.

સ્નેહે ચિત્ર વિચિત્ર રમ્ય પટકા સોહંત શિરે ધર્યા.
સ્નિગ્ધ શ્વેત લસંત પુષ્પકળીના હારો કિનારે ભર્યા:
હસ્તે કંકણુ પુષ્પનાં ઘમરતાં મીઠી સુવાસે ભર્યાં,
એવા શીળા શ્રીતણા સ્વરૂપને જોવા મનુષ્યો મળ્યાં.

-[અનુષ્ટુપ]-

સૌમ્ય એ વેશને ત્યાગી, આવરી રોપ્ય દ્વારને;
શયનાતુર એ દેવા, ધારતા સ્વચ્છ વસ્ત્રને.

-[શાર્દૂલવિક્રીડિત]-

સૌમ્ય સ્વાંગ તજી પ્રભુ શયનનાં વસ્ત્રો થકી રાજતા,
પીળાં કેસર રંગનાં પટકૂળો સોહામણાં ધારતા;
ઝીણી સ્વર્ણ કિનાર અંબરતણી આકર્ષતી નેનને,
એવા સુંદર વેશને નિરખવા હૈયાં અધીરાં બને.

-[ઉપજાતિ]-

પ્રભુ તણી શાન્ત શુભાંગ મૂર્તિ,
ઉરે ભરે શુદ્ધ અનંત ભક્તિ;
ઉજાળતી અંતર તેજપુંજે,
હૈયું ઢળે શ્રી ચરણાબ્જયુગ્મે.

-[અનુષ્ટુપ]-

આરતી શ્રી પ્રભુજીની, પેખવા ઉર ઉછળે;
શોભતા શયનસ્વાંગે, શ્રી પ્રભુ ચિત્તડાં હરે.

-[ઇન્દ્રવંશા]-

લસન્ત મૂર્તિ ઝળકે પ્રભુ તણી,
ઝગન્ત દીસે ઘૃતજ્યોતથી ઘણી;
દિગન્ત શીળી સુખ શાન્તિ રેલતી,
હસન્ત મીઠાં ઉર હાસ્ય વેરતી.

-[શાર્દૂલવિક્રીડિત]-

સૂર્યાસ્તે પ્રભુએ ધર્યાં શયનનાં એ વસ્ત્ર સોહામણાં,
લોકો દર્શનપ્રેમથી હરખતા લેતા પ્રભુવારણાં;
દ્વારો બંધ થતાં દિશા ગજવતા બોલે પ્રભુઘોષણા.
નામી શીષ ઢળે પ્રભુ ચરણમાં સાષ્ટાંગ પ્રેમી ઘણા.

-[શિખરિણી]-

પ્રભુ રાજે પ્રેમે અમૃત સમ પકવાન્ન જમતા,
રહે રાચી અંતે સુખદ સખડી ભોગ ધરતા;
અનેરા આસ્વાદે મધુર સુરભિ કૈં પમરતી,
અને ભકતો કેરાં રસિક મન રંજીત કરતી.

-[અનુષ્ટુપ]-

આરોગે શ્રી પ્રભુ પ્રેમે, ભોજનો મન ભાવતાં;
મુખ પ્રક્ષાલતાં પ્રેમી, અધરામૃત લાવતાં.

-[શાર્દૂલવિક્રીડિત]-

આછી જ્યોત મહીં અહા ! ઝળહળે રંગીન કૈં દીવડા,
દીસે મોહક રોશની ઝબકતી ઓપંત ચારે દિશા;
પૂરે પૂર્ણ પ્રકાશ મંદિર વિષે દીપો તણી માલિકા,
સ્હામે ઉભય દીપમાળ પ્રગટે સારંત દિવ્ય પ્રભા.

દીસે ચિત્રવિચિત્ર ઝુમ્મર ઘણાં મંદિરમાં શોભતાં,
દીપ જ્યોત થકી ઝગંત નવલા રંગો થકી ઓપતાં;
હીરા સ્ફટિક રત્ન નીલમ અને માણેક જેવાં લસે,
એવાં રમ્ય અમૂલ સુંદર દીસે સોહામણાં ઓજસે.

ઘેરા રંગ થકી પુનિત કરતા એ ઘૃતના જામમાં,
સોહે રંગીન દીપકો ઘૂમટમાં કૈં વર્તુળાકારમાં;
પુણ્ય જ્યોત થકી ઉગે ઉરમહીં ભકિતતણા અંકુરો,
ફેંકે રંગીન તેજનાં કિરણ કૈં લટકંત એ ઝુમ્મરો.

-[અનુષ્ટુપ]-

મધુરી રોશની જોવા, માનવી પૂર ઉભર્યાં;
સહુ દ્વારો પ્રભુશ્રીનાં, ભીડાતાં અણચિન્તવ્યાં.

-[શાર્દૂલવિક્રીડિત]-

પુકારી જયનાદ શ્રીપ્રભુ તણા આકાશને ભેદતા,
લોકો નિર્મળ પ્રેમથી હૃદયમાં વિશ્વેશને પેખતા;
ભીડી ભવ્ય કમાડ મંદિર તણાં ભૃત્યો ઉભા દ્વારમાં,
વેગે સર્વ જનો પળે નિમિષમાં સપ્રેમ સ્વસ્થાનમાં.

-[તોટક]-

સહુ સેવક વૃંદ ગૃહે પળતા,
કંઇ મિષ્ટ પ્રસાદ દીસે વહતા;
મૃદુ ભાવે ધરી હૃદયે હસતા,
પ્રભુ પ્રેમ મહીં ગરકાવ થતા.

-[શિખરિણી]-

પ્રભુના તલ્પેથી સુખદ સુરભિ કૈં પમરતાં,
સુપંથે વેરેલાં કુસુમ નવ સુવાસ ધરતાં;
પળે એવા પંથે સુખશયનમાં કંજનયના,
મીઠી નિદ્રા લેતા મધુર રજની એ વિતવતા.

-[ઉપજાતિ]-

પ્રભુ મીઠી કોમળ નીંદ લે છે,
જ્યાં સુખશય્યા સુરભિ ધરે છે;
મીઠી સુગંધી ઉર શાન્તિ દે છે,
નિદ્રા પ્રભુને શુભ અંક લે છે.

-[શાર્દૂલવિક્રીડિત]-

સંધ્યા નોબત વાગતાં મધુર કૈં ઝીણા સૂરો ગુંજતા,
આછા તેજ મહીં મનુષ્ય સઘળા સ્વગૃહપંથે જતા;
છાયાચિત્ર સુરેખ મંદિર તણું તિમિરમાં ઓસરે,
મીઠા સ્વપ્ન સમા સહુ સ્મૃતિપટે ઉલ્લાસ આવી ઠરે.

--[શિખરિણી]--

પ્રભુના સૌ ભક્તો સુખદ રજનીમાં વિરમતા,
મિઠેરી નિદ્રામાં મધુર સુખ સ્વપ્ને વિલસતા;
નિશા મધ્યે ધીરો મધુર સૂર એ નોબત તણો,
પૂરે સૌના કર્ણે મધુર મધુરાં દિવ્ય સ્મરણો.

સહુ ભક્તો રાત્રે શ્રમિત ઉરને સ્વસ્થ કરતા,
મીઠી નિદ્રા લેતા સકલ તનમાં જોમ ભરતા;
સહુ પ્રાતઃકાળે મૃદુલ સુખશય્યા પરહરે,
અને સ્નાનાદિથી પરવરી પ્રભુમંદિર પળે.

[શાર્દૂલવિક્રીડિત]-

મૃદુ પુષ્પ સુગંધ શ્રીપ્રભુ તણા પાદાબ્જમાં અર્પતા,
મીઠેરા ચરણામૃતે તલસતા સૌ ઉરને તર્પતા,
મીઠાં માખણ શર્કરા ધરી પ્રીતે શ્રીની કૃપા યાચતા,
ને સૌ કોમળ તુલસી દલ થકી શ્રી વિષ્ણુને અર્ચતા.

-[અનુષ્ટુપ]-

પ્રેમથી શ્રી પ્રભુજીને, અર્પતા ઉપહાર એ;
અહીં શ્રીની પ્રસાદી કૈં, સૌ થતા કૃતકૃત્ય એ.

-[શાર્દૂલવિક્રીડિત]-

ચાલી ઉત્તર દ્વારથી નિરખતા શ્રી દ્વારિકાધીશને,
જાણે હોય પ્રતિકૃતિ પ્રભુતણી આકર્ષતી નેત્રને;
ત્યાંથી પંથ પળે સીતા સહ સ્થિત શ્રી રામને પેખતા,
સંગે લક્ષ્મણ ભ્રાતૃભક્ત નિરખી હૈયા મહીં હીંચતા.

ગંગા સંગ બિરાજતા કર વિષે શ્રી તુલસી ધારતા,
બોડાણા પ્રભુભકતને હરખથી સપ્રેમ સૌ વંદતા.
શ્રી કૃષ્ણ પ્રભુ પ્રેમમાં વિલસતી એ સત્યભામા તથા,
રાધા જાંબુવતી તણા સ્વરૂપને સૌ પંથમાં પેખતા.

માર્ગે સુંદર મૂર્તિ એ નટવર શ્રીકૃષ્ણની વિલસે,
રાજે વિઠ્ઠલનાથ ને સમીપમાં નૃસિંહ મ્હેતા હસે;
એવા ભકત શિરોમણી નિરખીને સૌ ભકત પંથે પળે,
શ્રી દેવી કમલાસના જલધિજા લક્ષ્મીતણા મંદિરે.

રાજે સુંદર રમ્ય મંદિર વિષે શ્રીલક્ષ્મી અબ્જાસના,
દેવી શ્વેત સુકોમળ સ્વરૂપમાં સોહાય દિવ્યાંગના;
પીળાં કેસરવર્ણનાં પટકૂળો સૌંદર્યથી શોભતાં,
અંગે સુંદર કીનખાબ ઝગકે શ્વેતાંગ સોહાવતાં.

સાડીની કસબી કિનાર ચળકે સુવર્ણ શા ઓજસે,
રમ્ય સ્વર્ણ વિવિધ સુંદર અલંકારો શરીરે લસે;
કંઠે કુંદન હાર રત્ન ટીલડી ભાલે મધુરૂં હસે,
હસ્તે કંકણ શોભતાં કનકનાં નાકે કણિકા લસે.

—[અનુષ્ટુપ]—

રત્ન ને હેમ કેરા સૌ, અલંકારો લસંત એ;
મધ્યમાં ગૌર લાવણ્યે, સુહાયે રમ્ય મુખ એ.

-[શાર્દૂલવિક્રીડિત]-

એવા શ્રીકમલા તણા સ્વરૂપમાં સૌ ભકત ઘેલાં બન્યાં,
સોહે સુંદર ચોક આરસ તણો રમ્યાકૃતિથી ભર્યો;
એવા ચિત્ર વિચિત્ર ચોક પર સૌ પ્રેમી જનો ઉભર્યા,
જોઈ સુંદર આરતી ઝળકતી સ્નેહી ઉરો ઉછળ્યાં.

-[ઉપજાતિ]-

સમીપમાં શ્રી હનુમાન રાજે,
પાસે મહાદેવ સુખે વિરાજે:
પ્રેમે સહુ ત્યાં શીર નમ્ર ઢાળે,
પછી પળે સૌ જન વામદ્વારે.

-[શાર્દૂલવિક્રીડિત]-

ઉંડા શ્વેત શુભાલયે રજતની સોહે પ્રભુપાદુકા,
ત્યાં તસ્વીર વિરાજતી પ્રભુતણી સારંત દિવ્ય પ્રભા;
જ્યાં પ્રીતે પ્રભુ દ્વારિકાથી ઉતર્યા ભક્તો તણા ભાવથી,
તે સ્થાને પ્રભુપાદુકા ચમકતી અદ્યાપિ કો કાળથી.

-[મંદાક્રાન્તા]-

ઓડાણા એ પ્રભુ પરમ ભકત સ્વપત્ની સુસંગે,
પાસે ઉભા પરમ વિભુને અર્ચતા કૈં ઉમંગે;
પૂર્ણ પ્રીતે પ્રથમ પ્રભુના પાદ યુગ્મે પડીને,
સ્નેહે સૌ એ નમન કરતા ભકતની બેલડીને.

-[અનુષ્ટુપ]-

પ્રેમે સૌ પંથને કાપી, આવ્યા માખણઘાટમાં;
જળયાત્રા દિને શ્રી એ, આરોગ્યાં નવનીત જ્યાં.

-[દ્રુતવિલંબિત]-

લલિત રમ્ય મનોહર આલયે,
મધુર મૂર્તિ મહા બલવાન એ;
લસત પંચમુખી હનુમાનની,
સમીપ શોભત મૂર્તિ પ્રભુ તણી.

-[શાર્દૂલવિક્રીડિત]-

એવા માખણ ઘાટના સલિલમાં સ્નાનાદિથી રાચતા,
લોકો નિર્મળ પુણ્યતીર્થજળનાં પાત્રો ભરીને જતા;
સોહન્તી મધુમાલતી વનલતા દ્વિરંગ પુષ્પે લચી,
નાનાવિધ મૃદુલ વીચિજલને સ્પર્શન્તી કૈં સ્નેહથી.

શોભી પુણ્ય સમાધિ જ્યાં જગગુરુ શ્રી શંકરાચાર્યની;
તે સ્થાને શુભ શ્વેત શીવસદને રાજે ઉમાના પતિ;
એવા માધવતીર્થને કુસુમથી વા બિલ્વ પત્રો થકી,
અર્ચે પુનિત વારિપાત્ર ગ્રહીને સૌ માનવી પ્રેમથી.

પાસે આમ્રતરુ ઝુલે પવનથી ગોવિંદઘાટે જતાં,
મીઠી મંદ સમીરની લહરીઓ ગુંજે મીઠાં ગીતડાં;
શીળાં નિર્મળ વારિથી ચળકતા એ ઘાટ કેરા તીરે,
પશ્ચિમે તરુઝુંડમાં ચમકતા શ્રી રામજીમંદિરે.

સીતા લક્ષ્મણ સંગમાં વિલસતા શ્રી રામને વંદતા,
ભાવિકો શ્રી ગોમતી તટ તણા માર્ગે દીસે સૌ જતા;
ને દત્તાત્રય દર્શને વિલસતા શાન્તિ શીળી માણતા,
કૈં કૈં માનવ ગોમતી સર તણા તીરે સુખે મ્હાલતા.

ખીલ્યાં કૈંક સરોજ સુંદર તીરે કૈં અર્ધ ખૂલ્યાં હસે,
વારિ બિંદુ વિશાળ પત્ર પરનાં મુકતા સરિખાં લસે;
સોહન્તી વનરાજિ રમ્ય કુસુમે ઝૂકન્ત પ્રાચી દિશે,
મીઠી સૌરભ સારતી ઉપવને કૈં કૈં લતાઓ દીસે.

સ્હામે ગોમતી મધ્યમાં રમણીય દ્વીપે પુનિત સ્થળે,
છૂપાયા પ્રભુ ગુઝરી ગણ થકી વિશ્વેશ ઉંડા જળે;
બાંધ્યો ઇશ્વર ઘાટની સમીપમાં સેતુ સુમધ્ય સ્થળે,
સૌ એવા સહને પળે પ્રભુ તણા પાદાબ્જના દર્શને.

-[મંદાક્રાન્તા]-

રમ્ય સ્થાને પ્રભુપદતણું યુગ્મ તેજસ્વી રાજે,
ભકત પ્રેમે ચરણ રજને નમ્ર શીર્ષે ચઢાવે;
મીઠી મીઠી અનિલ લહરી કિલષ્ટ હૈયાં હસાવે,
સ્હામે તીરે વિધવિધ ઘણાં રમ્ય મંદિર રાજે.

-[અનુષ્ટુપ]-

રમ્ય એ ગોમતી તીરે, મંદિરો કૈં વિરાજતાં;
વંદતા સર્વ દેવોને, ભકત સૌ મોજ માણતા.

-[શિખરિણી]-

સ્થલી એ જ્યાં પૂર્વે પુનિત ઋષિ ડંક પ્રહસતા,
પુરાણા એ સ્થાને પરમ પ્રભુ ડંકેશ લસતા;
વિરાજે પિનાકી હિમધવલ એ મંદિર વિષે,
સમીપે ગૌરી ને ગણપતિ હનૂમાન વિલસે.

--[શાર્દૂલવિક્રીડિત]--

શીળા હિમગિરિ સુતા પતિ મહાદેવ સ્વયં પ્રેમથી,
રાજે શ્રી કમલાસના પતિ તણા ધામે સુખક્ષેમથી;
મંત્રોચ્ચાર સહિત વિપ્ર ધરતા બીલી તણાં પત્રને,
ધ્યાને મગ્ન થઈ કૃતાર્થ બનતા ડંકેશના દર્શને.

-[હરિગીત]-

શ્રી ડંકના શુભ નામથી અંકિત તીર્થ વિરાજતું,
શ્રી ડંકપુર તણા અભિધાને સદા ઉલ્લાસતું;
પૂર્વે ત્રિપુટી શોભતી શ્રીરામની કો ગોખમાં,
ને પશ્ચિમે રાજે પિનાકી પાર્વતીના સંગમાં.

-[ત્રિમોહા]-

રમ્ય એ ડંકના શોભિતા ધામમાં,
પુણ્ય ડાકોરમાં આવતાં દર્શને;
દંપતી યુગ્મ કૈં મોજથી ચાલતાં,
ગોમતી ઘાટમાં પ્રેમથી વિલસે.

ભવ્ય એ ઘાટના નિર્મળા નીરમાં,
હર્ષથી નાચતાં બાળકો ઉલ્લસે;
વારિમાં ખેલતાં કૂર્મ કૈં દીસતાં,
રૌપ્ય કૈં મત્સ્યકો નીરમાં ઉછળે.

-[વંશસ્થ]-

તુલા દીસે શ્રી રણછોડરાયની,
ઉભી રહી ગંભીર ન્યાયમૂર્તિ શી;
તુલા વિષે શ્રીપ્રભુ જ્યાં હસી રહ્યા,
સ્વયં શ્રી ગંગા નથની થકી ઘટયા.

[-માલિની]-

ચરણ કમલ યુગ્મ શ્રી તણું ત્યાં વિરાજે,
રસિક મનુજ સૌ જ્યાં વંદતા સ્નેહભાવે;
મરુતસુત સમીપે પશ્ચિમે દિગ્વભાગે,
પ્રભુ પદ યુગ સેવા કાજ જાણે બિરાજે.

-[શાર્દૂલવિક્રીડિત]-

રાજે રમ્ય મહાલયે ગણપતિ શ્વેતાંગથી શોભતા,
સર્વે મંગલ કાર્ય સાધક વિભુ સિંહાસને રાજતા;
રાચે અંતર રિદ્ધિ સિદ્ધિ સમીપે બુદ્ધિવિધાતા પ્રભુ,
સેવા પૂજ્ય ગણેશને જય થકી ભક્તો વધાવે સહુ.

-[મંદાક્રાન્તા]-

પૂર્વાકાશે સુરવર તણું ભવ્ય મંદિર રાજે,
મધ્યે ઘેરી નયન હરતી વિષ્ણુ મૂર્તિ વિરાજે;
ડંકા નાદે સર તીર થકી ભકતનાં વૃંદ જામે,
દૃષ્ટિ ખેંચી પ્રભુમય બની અંતરે તૃપ્તિ પામે.

-[શાર્દૂલવિક્રીડિત]-

ભેદી સુંદર માર્ગ ડંકપુરના શ્રી શંકરાચાર્યના,
આલીશાન મહાન મંદિર વિષે શ્રી ચંદ્રમૌલીશના;
મોંઘેરા સુખદર્શને ઉરમહીં અત્યંત ઉલ્લાસતા,
પ્રેમે ઉત્તર દિશમાં ત્રિકમના રમ્યાલયે સૌ જતા.

-[વસંતતિલકા]-

શ્રી વિષ્ણુમૂર્તિ સરિખી પ્રતીમા સુહાતી,
આબેહુબ પ્રતિકૃતિ પ્રભુની જણાતી;
એવી ત્રિવિક્રમ તણી પ્રતીમા પ્રકાશી,
ઢાળે અનિલ પ્રભુ દર્શનના વિલાસી.

-[અનુષ્ટુપ]-

વૃંદ કૈં બાલ મુગ્ધાનાં, દીસે ત્રિકમઘાટમાં;
જળપાત્રો શિરે ધારી, મુખડાં મલકાવતાં.

-[ચામર]-

સૌ મહાપ્રભુ તણી સુરમ્ય બેઠકે પળે,
શ્રી પ્રભુતણી સુમૂર્તિ શુદ્ધ ચિત્તમાં ધરે;
દિવ્ય ઘાટ ગોમતી તણા સુરમ્ય શોભતા,
સાધુસંત શાન્ત તીર ધ્યાનમાં વિરાજતા.

-[શાર્દૂલવિક્રીડિત]-

દીસે સુંદર બેટ પશ્ચિમ દિશે એકાન્તમાં રાજતો,
સોહે વૃક્ષ ઘટા થકી ઝળકતો એ ઘાટ ઉલ્લાસતો;
સ્હામે સેતુ વિષે પદાબ્જયુગ એ શ્રી કાન્ત વિષ્ણુ તણું,
શાન્તિમંત્ર પઢાવતુ સર ઉરે દેખાય સોહામણું.

-[નારાચ]-

પળે સહુ જનો વટાવી ડંકભૂમિ તીર્થને,
વિરાટ રૂપમાં લસંત વાયુપુત્ર દર્શને;
વિશાળ ગોમતી તટે શ્મશાનભૂમિ સન્નિધે,
વિરાજતી એ ભવ્યમૂર્તિ ડંકપુર પશ્ચિમે.

-[શાર્દૂલવિક્રીડિત]-

પાછા પંથ પળે જનો હરખથી એ દેવને વંદતા,
શીળી સુંદર નાવમાં વિલસતા સ્હામે કિનારે જતા;
આવી ઇશ્વરઘાટમાં ઉતરતાં શ્વેતાલયે શોભતા,
વંદી ગૌરી ગિરીશને શ્રમિત સૌ વિશ્રાન્તિ ત્યાં પામતા.

-[અનુષ્ટુપ]-

મધ્યાહ્ને સૌ ગૃહે આવી, ભોજનાન્તે વિરામતા;
સૂર્યાસ્તે નાવમાં બેસી, સમાધિઘાટ સૌ જતા.

-[માલિની]-

મીઠો મીઠો મંદ વાયુ વહે છે,
શીળી લ્હેરી ચિત્તને રીઝવે છે;
આછી આછી ઉર્મિઓ ઉછળે છે,
ધીરી ધીરી નાવડી ઝોક લે છે.

-[ચિત્રલેખા]-

પાણી માંહે સરસર સરતી નાવડી માર્ગ કાપે,
પ્રેમી હૈયે મધુરસ ઝરતાં દિવ્ય આનંદ વ્યાપે;
સ્હામે તીરે મધુવન સરિખી શોભતી એ સમાધિ,
કાપે સૌ એ રસિક જન તણાં આધિ, વ્યાધિ, ઉપાધિ.

-[સ્રગ્ધરા]-

સૌ એ આવી સમાધિ લલિત ઉપવને હર્ષથી વિચરે છે,
મુગ્ધ પ્રેમી રસીલાં રસિક રસભર્યાં દંપતી કૈં ફરે છે;
શીળો શીળો સુગંધી મધુર મધુર શો ! મંદ વાયુ સરે છે,
નીચી નીચી સુવલ્લિ લલિત તરુવરે પ્રેમથી વિકસે છે.

-[શાલિની--મન્દાક્રાન્તા--ચિત્રલેખા--સ્રગ્ધરા]-

આછાં આછાં મંદ હાસ્યો ઢળે છે,
ધીરી ધીરી વિમળ જળમાં ઉર્મિઓ ઉછળે છે;
સંધ્યાકાળે મધુર મધુર શી! ગોમતી એ હસે છે,
બેસી નાવે જનો સૌ વિરલ તિમિરમાં ગૃહ પાછાં પળે છે.

-[ઉપજાતિ]-

આનંદ-યાત્રા કમલાપતિની,
શ્રી ડંકપુર સ્થિત શ્રી પ્રભુની;
પુરાણ સુકૃત થકી મળેલી,
સ્મૃતિપટે નિત્ય રહે જડેલી.

-[અનુષ્ટુપ]-

ડંકપુરે મહાક્ષેત્રે, રાજતા જગદીશને;
વંદું હું પુણ્યપાદાબ્જે, ઢાળી આ નમ્ર શીર્ષને

સમાપ્ત

—— શ્રી રણછોડરાયજી મહારાજ પ્રસન્ન હજો ——

—: સ્નેહીઓ માટે :—

ડાકોરની યાદગીરીમાં શું લેશો?

—: દુનિયા પ્રખ્યાત :—

# મગન વલ્લભના ગોટા

તથા

# કેશરી મગસ

ખરીદવાનું જાણીતું મથક :—

## ગોટાવાળા મગન વલ્લભ,

સુંદર બજાર—નાકા પર પહેલી દુકાન—ડાકોર.

અમારે ત્યાં ખાંડ, ચ્હા, તેમજ દરેક જાતનું

કરીઆણું છુટક તેમજ જથ્થાબંધ

વાજબી કીફાયત ભાવે મળશે.

—મંદીરના દરવાજા સામે—

## મગન વલ્લભ ખાંડવાળા

મુદ્રક :— જગન્નાથ જયશંકર જોષી
મુદ્રણસ્થાન :— શ્રી હરિહર પ્રિન્ટિંગ પ્રેસ, ટેમ્પલ રોડ. ડાકોર.

પ્રકાશક :— તા. ૧–૬–૧૯૫૪
પટેલ કાશીભાઈ ગોમાભાઈ, ચાર્મીંગ હોલ, ડાકોર.